# ગુજરાત પ્રાંતીય હિંદુ સંમેલન.

તા. ૪, ૫ જુલાઈ ૧૯૩૧.

સ્વાગત સમિતિના પ્રમુખ પ્રો. જેઠાલાલ ચીમનલાલ
સ્વામીનારાયણ, એમ. એ. નું

## ભાષણ.



પ્રત: ૧૦૦૦ સને ૧૯૩૧.

પ્રકાશક:
આનંદપ્રિય આત્મારામ પંડિત,
B. A. LL. B.
માધવેન્દ્ર વિદ્યા વાચસ્પતિ
મંત્રીઓ, સ્વાગત સમિતિ.
રાયપુર, અમદાવાદ.

# અમદાવાદમાં ભરાએલા ગુજરાત પ્રાંતીય હિન્દુ સમ્મેલનની સ્વાગત સમિતિના પ્રમુખ પ્રોફેસર જેઠાલાલ ચીમનલાલ સ્વામીનારાયણ, એમ. એ. નું ભાષણ :

---

ગુજરાતની હિન્દુ જનતાના પ્રતિનિધિરૂપ સન્નારીઓ અને સદ્‌ગૃહસ્થો,

આપ સહુને અમદાવાદમાં ભરાયેલા હિન્દુ સમ્મેલનમાં ભાગ લેવા ગુજરાતના દૂર દૂર સ્થળોએથી અત્રે પધારેલા બ્હેનો અને ભાઇઓને હું ગુજરાતના પાટનગરમાં અન્તઃકરણપૂર્વક આવકાર આપું છું. અમદાવાદ ગુજરાતનું પાટનગર છે અને અત્યારના કટોકટીભરેલા પ્રસંગે ગુજરાતના હિન્દુઓનું સંમેલન ભરવાનું સુભાગ્ય અમદાવાદને પ્રાપ્ત થયેલું છે. અત્યારે આપણે સંક્રાંતિ યુગમાંથી પસાર થઇએ છીએ. તે વખતે આપ સહુ પુખ્ત વિચાર કરી હિન્દુઓની સામાજિક, ઔદ્યોગિક, રાજકીય અને ધાર્મિક સ્થિતિમાં કોઈ પણ પ્રકારે હાનિ ન પહોંચે એવી વ્યવસ્થા આ સમ્મેલનમાં કરશો.

આપણે હિન્દુઓ વસિષ્ઠ, વિશ્વામિત્ર, અગસ્ત્ય, અંગિરા વગેરે પુરાતન ઋષિ-મુનિઓનાં સંતાનો છીએ. પવિત્ર ઋષિ-મુનિઓએ આપણને વારસામાં આપેલી સભ્યતાને આપણે હજુ સુધી ટકાવી શક્યા છીએ અને ભવિષ્યમાં પણ તે સભ્યતાને સર્વોત્કૃષ્ટ સ્વરૂપમાં આપણા સંતાનો ટકાવી રાખે એવી આપણે હાર્દિક અભિલાષા ધરાવીએ છીએ. હિન્દુ સમાજ ઉપર વારંવાર ઘણા આઘાતો થયા છે, પણ દરેક આઘાત સામે પ્રત્યાઘાત કરી હિન્દુ સંસ્કૃતિ અત્યાર સુધી જીવતી જાગતી રહી છે.

અત્યારનો સમય હિન્દુઓ માટે ઘણો વિકટ છે. તેનું મુખ્ય કારણ એવું છે કે હિન્દુઓ પ્રમાદી અને સુસ્ત છે. હિન્દુઓ પોતપોતાના સ્વાર્થપરાયણ વ્યવહારમાં એટલા બધા રચ્યાપચ્યા રહે છે કે તેઓ પોતાના સમાજના હિત અને રક્ષણ માટે અક્ષમ્ય બેદરકારી બતાવી રહ્યા છે. હવેના જમાનામાં પોતાના સમાજની રક્ષા કરવાનું કર્તવ્ય ઘણું આવશ્યક છે. જેઓ સ્વાર્થી બની સમાજ પ્રત્યે દુર્લક્ષ્ય દાખવે છે, તેઓનું સામાજિક સંગઠન નહીં હોવાથી તેમના ઉપર સંગઠિત સમાજોના હુમલા થાય છે. હિન્દુઓમાં સંગઠનનો અભાવ હોવાથી તેમને ઘણી વખત ભયંકર પરાજયોના ભોગ થવું પડયું છે. હિન્દુઓમાં કુસંપને લીધે તેમણે વારંવાર હાર ખાધી છે એની ઇતિહાસ સ્પષ્ટ રીતે સાક્ષી પૂરે છે. ઇતિહાસનાં ઉદાહરણો ઉપરથી આપણે ધડો લેવાનો છે અને ભવિષ્યમાં આપણે હિન્દુસમાજની રક્ષા માટે સંગઠન કરવાની ખાસ જરૂર છે.

હમણાં રાજકીય ક્ષેત્રમાં મોટા ફેરફારો થવાના છે. સ્વરાજ્યનું બંધારણ ઘડવા માટે છેલ્લા ત્રણ વર્ષથી સતત ચર્ચા ચાલી રહી છે. ગત વર્ષમાં લંડન ખાતે રાઉન્ડ ટેબલ કોન્ફરન્સ ભરાઇ હતી. તે કોન્ફરન્સનું અધૂરૂં કામ પૂરૂં કરવા માટે ટુંક સમયમાં બીજી

રાઉન્ડ ટેબલ કોન્ફરન્સ લંડન ખાતે ભરાવાની છે. આપણે સમસ્ત પ્રજાને માટે જવાબદાર સ્વરાજ્યનું બંધારણ માંગીએ છીએ. સ્વરાજ્યના બંધારણમાં કોઇ કોમ બીજી કોમને દબાવવાની સ્થિતિમાં ન મૂકાવી જોઇએ. આખી પ્રજાનો પડઘો સ્વરાજ્યની સરકારમાં પડવો જોઇએ. તેથી સ્વરાજ્યના બંધારણના મૂળ પાયામાં સંયુક્ત મતાધિકાર હોવો જોઇએ. સ્વરાજ્યની વડી ધારાસભા અને પ્રાન્તિક ધારાસભાઓ સંયુક્ત મતાધિકારના ધોરણ ઉપર ચુંટાવી જોઇએ. મોન્ટેગ્યુ–ચેમ્સફર્ડ સુધારાઓમાં કોમી મતાધિકાર દાખલ થવાથી છેલ્લાં દશ વર્ષમાં શું બન્યું તે આપણે નજર સમક્ષ જોયું છે. કોમી મતાધિકાર દાખલ થવાથી હિન્દુ અને મુસલમાન કોમો વચ્ચે વૈમનસ્ય વધ્યું છે અને પરિણામે આખો હિન્દુસ્થાન દેશ હિન્દુ અને મુસલમાન એવી વિરોધી છાવણીઓમાં વ્હેંચાઇ ગયો છે. મુસલમાન ઉમેદવારને હિન્દુ મતાધિકારી કને જવું પડતું નથી અને તેવી જ રીતે હિન્દુ ઉમેદવારને મુસલમાન મતાધિકારી કને જવું પડતું નથી. તેનું પરિણામ એવું આવ્યું છે કે ફક્ત કોમની દૃષ્ટિએ જોનાર માણસોનો ચુંટણીઓમાં વિજય થાય છે અને જે માણસ વધુ ને વધુ કોમી હોય તેનો વિજય થવાનો વધારે ને વધારે સંભવ હોય છે. આને લીધે હિન્દુ અને મુસલમાન એવી પરસ્પર વિરોધી છાવણીઓમાં દેશ વ્હેંચાઇ ગયો છે અને છેલ્લાં દશ વર્ષમાં કોમી કંકાસનાં મૂળ ઊંડાં અને ઊંડાં પેઠેલાં આપણે જોયાં છે. હિન્દુઓ તો પહેલેથી જ સંયુક્ત મતાધિકારની માગણી કરતા આવ્યા છે. સ્વરાજ્યના બંધારણમાં પાયાની ઇંટોમાં જ અલાહેદા મતાધિકારનું ઝેરી બીજ ન નંખાવું જોઇએ; નહીં તો તેના ઉપર ઉછેરેલું વૃક્ષ કોમી ઝગડાઓનાં ઝેરી ફળ જાથુને માટે આપશે. બે વર્ષ ઉપર સુરત ખાતે ભરાએલી હિન્દુ મહાસભાએ પણ સંયુક્ત મતાધિકારની માગણી કરી છે અને આ સમ્મેલનમાં પણ આપણે સંયુક્ત મતાધિકારની માગણીને ફરીથી ટેકો આપવો જોઇએ.

અત્યારે મુસલમાનો સંખ્યાબંધ કોન્ફરન્સો ભરી મુસલમાનો માટે અલાહેદા મતાધિકારની માગણી જોરશોરથી કરી રહ્યા છે. તેઓ અલાહેદા મતાધિકારને છોડવા માગતા નથી. અત્યાર સુધી જે અનુભવો આપણે મેળવ્યા છે તે ઉપરથી અલાહેદા મતાધિકાર કોમી કંકાસના ઉત્પાદક સિદ્ધ થઇ ચુક્યા છે.

કોન્ગ્રેસમાં દાખલ થયેલા રાષ્ટ્રવાદી મુસલમાન આગેવાનોએ હમણાં ભોપાલ અને સીમલા ખાતે ઘણી મહેનત કરી તો પણ આ પ્રાથમિક મુદ્દા ઉપર કશો નિકાલ થયો નથી. તેટલા માટે હિન્દુઓની ખાસ ફરજ છે કે તેમણે પોતાનો સ્પષ્ટ અભિપ્રાય વિના વિલમ્બે વ્યક્ત કરવો જોઇએ.

અલાહેદા મતાધિકાર ઉપરાન્ત મુસલમાનો બીજી પણ બેહુદી અને અન્યાયી માગણીઓ કરી રહ્યા છે. જે જે પ્રાન્તોમાં મુસલમાનોની બહુમતી છે તેવા પંજાબ અને બંગાળમાં પોતાની બહુમતીનો કાયદામાં જ જાથુને માટે સમાવેશ કરવાની જીદ કરી રહ્યા છે. જ્યાં હિન્દુઓની બહુમતી છે ત્યાં મુસલમાનો પોતાની વસ્તી કરતાં વધુ જગ્યાઓની માગણી કરે છે. દાખલા તરીકે મુંબઇ ઇલાકામાં મુસલમાનોની અગિયાર ટકા વસ્તી છે ત્યાં તેઓ ધારાસભાની પચીસ ટકા જગ્યાઓ માગે છે પણ પંજાબ

અને બંગાળની હિન્દુ લઘુમતીઓને તેના બદલામાં એક પણ ટકો વધારે આપવા ઘસીને ના પાડે છે. ન્યાયની ખાતર મુસલમાન લઘુમતીઓને વધારે જગ્યાઓ આપો તો તે જ ન્યાયની ખાતર હિન્દુ અને શીખ લઘુમતીઓને પંજાબમાં વધારે જગ્યાઓ મળવી જોઇએ. પરન્તુ તે બાબતમાં લક્નૌ પેક્ટ વખતે થયેલા નિર્ણયને પણ હમણાં કોરાણે મુકવામાં આવે છે. પંજાબ અને બંગાળની ધારાસભાઓમાં મુસલમાનોની વસ્તીના પ્રમાણમાં જગ્યાઓ આપવાનું વિધાન કાયદામાં કરવામાં આવે એવી બેહુદી માગણી કરવામાં આવે છે. આમાં સમાયેલો અન્યાય સ્પષ્ટ છે.

સર મહમદ ઇકબાલે ચોખ્ખી રીતે જણાવી દીધું છે કે અમને સિંધ, બલુચીસ્તાન, સરહદ પ્રાંત અને પંજાબનું મુસ્લીમ હિન્દુસ્થાન બનાવવા દો. બંગાળને પણ મુસ્લીમ બનાવવા દો. હિન્દુસ્થાનના બાકીના ભાગમાં ભલે હિન્દુઓ રાજ્ય કરે. હિન્દુસ્થાનને અખંડ રાખવાને બદલે તેના બે ટુકડા કરવાની આ દરખાસ્ત ઉપરથી મુસલમાનોની મનોવૃત્તિ સ્પષ્ટ રીતે જણાઇ આવે છે. મુસલમાનોની એક માગણી એવી છે કે હવે પછી પ્રાન્તોની પુનર્ઘટના કરવામાં આવે તો કોઇ પણ નવો પ્રાન્ત એવો ન ઘડવો જોઈએ કે જેમાં હિન્દુઓની બહુમતી થાય. પણ હમણાં જ સિંધને મુંબઈ ઇલાકાથી છુટો પાડવાની દરખાસ્ત શા હેતુથી કરવામાં આવે છે તે જાણી લેવું મુશ્કેલ નથી. સિંધમાં મુસલમાનોની વસ્તી સિત્તેરથી પોણોસો ટકા જેટલી છે. સિંધ પ્રાન્તમાં મુસલમાનોની બહુમતિ હોવાથી સિંધને છુટો પાડવાની વાત મુસલમાનો તરફથી આગળ ધરવામાં આવી છે. સિન્ધ પ્રાન્તને છુટો પાડવાનું શું પરિણામ આવે તેની આગાહી કરવી સહેલી છે. સિન્ધ દેશની હિન્દુ વસ્તીનો આ બાબતમાં અભિપ્રાય લેવાની જરૂર છે. સિન્ધની હિન્દુ જનતા સિન્ધને મુંબઇ ઇલાકાથી અલગ કરવાની વિરૂદ્ધ છે. ફક્ત મુસલમાનોને બહુમતી અપાવવાના ઉદ્દેશથી સિન્ધને છુટો પાડવાની દરખાસ્ત કરવામાં આવે છે. તેથી મુંબઇ ઇલાકાના સઘળા હિન્દુઓએ સિન્ધના હિન્દુઓને તેમની લડતમાં સાથ આપી સિન્ધને છુટું પડવા દેવું ન જોઇએ. જો સિન્ધ છુટું પાડવામાં આવશે તો સિન્ધના હિન્દુઓની દુર્દશા થશે એ નિર્વિવાદ છે. આવી બધી બેહુદી દરખાસ્તોની અંદર સમાયેલી મનોવૃત્તિને તપાસવી હોય તો આપણે રાઉન્ડ ટેબલ કોન્ફરન્સને ૧૯૩૦ ના નવેમ્બર માસમાં ખુલ્લી મુકતી વખતે શરૂઆતમાં જે ભાષણો થયાં તે ભાષણો પૈકી મૌલાના મહમદઅલીએ જે ભાષણ કરેલું તેમાં તેમણે કાઢેલા નીચેના ઉદ્‌ગારો મનન કરવા જેવા છેઃ—

"If there are provinces like that of my friend Dr. Moonje in which I am only four percent there are other provinces where I am ninety-three percent as in the province of my friend Nawab Sir Abdul Qeyyum for which we demand equal freedom. There is the old province of Sindh where the Mussalmans first landed, where they are seventy-three percent. In the Punjab they are 56 percent and in Bengal 54 percent.

That gives us our safeguard, for we demand hostages, as we have willingly given hostages to Hindus in other provinces where they form huge majorities."

" જો મારા મિત્ર ડોકટર મુંજેના પ્રાન્તમાં હું ફક્ત ચાર ટકા છું તો મારા મિત્ર નવાબ સર અબ્દુલકય્યામના પ્રાન્તમાં ૯૩ ટકા છું. અમે તે પ્રાન્ત માટે પણ સરખી સ્વતંત્રતા માગીએ છીએ. સિન્ધનો જુનો પ્રાન્ત જ્યાં મુસલમાનો હિન્દુસ્થાનનાં સહુ સ્થળો કરતાં વ્હેલા આવ્યા હતા ત્યાં તેઓ ૭૩ ટકા જેટલા છે. પંજાબમાં તેઓ ૫૬ ટકા અને બંગાળમાં તેઓ ૫૪ ટકા છે. આને લીધે અમને અમારી સલામતી મળી રહે છે. જેવી રીતે અમે બીજા પ્રાન્તોમાં જ્યાં હિન્દુઓની વસ્તી ઘણી મોટી છે ત્યાં મુસલમાનોને જામીન તરીકે આપ્યા છે તેવી રીતે અમે હિન્દુઓને અમારા પ્રાન્તોમાં જામીન તરીકે રાખવા માંગીએ છીએ."

આ શબ્દોથી આપણે કેવી મનોવૃત્તિ સામે લડવાનું છે તે સ્હેલાઇથી જાણી શકીશું. તેથી હિન્દુઓએ ખાસ જાગૃત થવાની જરૂર છે. જો આ વખતે હિન્દુઓના હિતને હાનિ પહોંચી તો સેંકડો વર્ષ સુધી તેનું માઠું પરિણામ ભોગવવું પડશે. ઉપર જણાવેલાં કારણોને લીધે હમણાંનો મામલો હિન્દુઓ માટે ઘણો કટોકટી ભરેલો છે. તેથી જે પ્રાન્તોમાં હિન્દુઓની લઘુમતી છે ત્યાં હિન્દુઓ સારી રીતે જાગૃત થયા છે. પંજાબ અને ફ્રન્ટીઅર પ્રોવિન્સના હિન્દુઓએ પોતાની કોન્ફરન્સ ભરી છે. બંગાળ પણ હિન્દુ કોન્ફરન્સ ભરવાની તૈયારી કરી રહ્યું છે. ગુજરાત પ્રાન્તીય હિન્દુ સમ્મેલનના ચુંટાએલા પ્રમુખ ડોકટર મુંજે પંજાબ સિંધ વિગેરે સ્થળોએ ફરેલા છે અને તેમણે ત્યાંના હિન્દુ-ઓની સ્થિતિ પોતાની નજરે જોયેલી છે. તેઓના મુખથી આપ સઘળી હકીકત જાણી શકશો. ગુજરાતમાં હિન્દુઓની બહુમતી છે. તે ઉપરથી ગુજરાતમાં હિન્દુઓ સલામત છે એમ માની લેવાનું નથી. હમણાં ગુજરાતમાં પણ હિન્દુ સ્ત્રીઓનાં અપહરણ અને તેમના ઉપર ગુજરતા અત્યાચારો વધુ ને વધુ સંખ્યામાં થતા જાય છે. આવા દાખલાઓ એટલા બધા છે કે વ્યક્તિગત ઉદાહરણો આપી આપનો સમય બરબાદ કરવો ઉચિત નથી.

ગુજરાત પ્રાન્તીય સમ્મેલનમાં આપણે ખાસ કરીને સિંધ, પંજાબ અને ફ્રન્ટીઅર પ્રોવિન્સના હિન્દુઓ પ્રત્યે સહાનુભૂતિ બતાવવાની છે અને આખા દેશના હિન્દુઓની રાજકીય પરિસ્થિતિ સ્પષ્ટ રીતે જાહેર કરવાની છે. કેટલાક આગેવાનો તો મુસલમાનો જે માગે તે આપી દેવાની વાતો કરી રહ્યા છે. મુસલમાનોને કોરા કાગળ ઉપર જે લખવું હોય તે લખે અને તેમાંથી જે બાકી રહે તેનાથી અમને સંતોષ છે એવી "Surrender to Muslims"ની વાતો થઇ રહી છે. પણ હિન્દુઓએ આવી રીતે પોતાના સઘળા રાજકીય હક્ક જતા કરવાથી તેમને ભવિષ્યમાં ઘણું સહન કરવું પડશે. ખોયેલું પાછું મેળવવું મુશ્કેલ અને અશક્ય થઇ પડશે. જ્યાં મુસલમાનોની લઘુમતી છે તેવા ગુજરાત પ્રાન્તમાં પણ આટલા બધા ત્રાસજનક અત્યાચારો થાય છે તો પછી

મુસલમાનોના હાથમાં Political power રાજકીય સત્તા સોંપી દીધી તો હિન્દુ પ્રજાની કેટલી દુર્દશા થશે એનો વિચાર કરવાનું આપ સહુ ભાઇબ્હેનોને જ સોંપું છું.

આખા હિન્દુસ્થાનની વસ્તીનો ખ્યાલ કરતાં મુસલમાનોની વસ્તી બાવીસ ટકા છે તોપણ મધ્યસ્થ વડી ધારાસભામાં તેઓ તેત્રીસ ટકા જગ્યાઓ માગે છે, અર્થાત્, મુસલમાનો પોતાની વસ્તી કરતાં દોઢી જગ્યાઓ માંગે છે. તેવી રીતે સઘળી લઘુમતીઓ જેવી કે એંગ્લો ઇન્ડીઅન, ક્રીશ્ચીઅન, યાહુદી વિગેરેને તેવા હીસાબે જગ્યાઓ આપવામાં આવે તો પછી હિન્દુઓ માટે અવશિષ્ટ જગ્યાઓ કેટલી રહે તેનો વિચાર કરવાનું હું શ્રોતાજનોને સોંપુ છું. તેથી જ હિન્દુ જનતાએ પોતાની રાજકીય સ્થિતિ પરત્વે સુસ્તી છોડી પોતાના અભિપ્રાયો તાબડતોબ જાહેર કરવા જોઇએ.

જેવી રીતે રાજકીય બાબતોમાં આપણે જાગૃત થવાની જરૂર છે તેવી રીતે આપણે આપણા સામાજિક સડાઓ દૂર કરવાની જરૂર છે. હિન્દુ સમાજમાં સ્ત્રીઓની પદવી ઘણી હલકી ગણાય છે. પ્રાચીન સમયમાં સ્ત્રીઓનો દરજ્જો ઘણો ઊંચો હતો. અત્યારે આપણે આપણા પૂર્વજોના વખતમાં સ્ત્રીઓની સન્માન ભરેલી પદવીનું સ્મરણ કરી સ્ત્રીઓ પ્રત્યે અધમ વર્તણુક ચલાવી રહ્યા છીએ, તેને લીધે ઘણી સ્ત્રીઓ ઇતર ધર્મના પંજામાં સપડાય છે. ખાસ કરીને દુઃખી વિધવાઓ પ્રત્યે જે બેદરકારી હિન્દુ સમાજ બતાવી રહ્યો છે તેને લીધે ઘણી વિધવાઓ હિન્દુ ધર્મનો ત્યાગ કરી મુસલમાન અને ઇસાઈ ધર્મમાં પ્રવેશ કરે છે. આ સ્થિતિનો ફેરફાર કરી આપણે આપણા હિન્દુ સમાજમાં સ્ત્રીઓનું ગૌરવ જળવાય એવા રીવાજો દાખલ કરવા જોઈએ અને કોઈ પણ સ્ત્રીને સાસરામાં કે પીયરમાં દુઃખ ન પડે એવી કાળજી રાખવી જોઇએ.

વળી હિન્દુભાઇઓ અન્ત્યજ બંધુઓ પ્રત્યે ધૃણાભરી વર્તણુક ચલાવી રહ્યા છે અને તેને પરિણામે આપણે આપણા છ કરોડ અન્ત્યજ ભાઈઓને ગુમાવી બેસીશું. અન્ત્યજો હિન્દુ ધર્મ પ્રત્યે માન રાખે છે અને રામકૃષ્ણની પૂજા કરે છે. તેઓ પોતાના આંગણા આગળ તુળસીનો કયારો રાખે છે અને હિન્દુ ધર્મનાં ભજનો ગાય છે, તો પણ આપણે તેમને અસ્પૃશ્ય રાખ્યા છે અને તેમના તરફ આપણો વ્યવહાર તિરસ્કાર ભરેલો છે. તેથી તેઓ છેવટે કંટાળી ઇતર ધર્મમાં ચાલ્યા જવાનો મોટો ભય છે. તેથી આપણે આગળ વધતા જમાનાને અનુસરી તેમના પ્રત્યેની આપણી વર્તણુક ફેરવવી જોઈએ અને તેમને આપણા બન્ધુઓ માફક અપનાવી લેવા જોઈએ. આપણી મૂર્ખાઇ એટલી બધી છે કે અન્ત્યજ ભાઈ હિન્દુ હોય ત્યાંસુધી આપણે તેને અડીએ નહી અને કુવાનું પાણી પણ ભરવા ન દઇએ પણ તેઓ ખ્રીસ્તી કે મુસલમાન થાય ત્યારપછી આપણે તેમને અડીએ, એટલું જ નહીં તેઓ કુવેથી પાણી ભરે તેનો આપણે વાંધો લઈએ નહીં. અન્ત્યજ ભાઇઓને આપણે હિન્દુ રહેવા બદલ અને હિન્દુ ધર્મ પાળવા બદલ સજા કરીએ છીએ. આના જેવી મૂર્ખાઇ બીજી કઈ હોઇ શકે? તેથી આપણે હવે જમાનાને અનુકુળ વ્યવહારો દાખલ કરી અન્ત્યજોને અપનાવી લેવા જોઇએ. પતીતોદ્ધાર, અબલા રક્ષણ, શુદ્ધિ અને સંગઠનના કામમાં વડોદરાની આર્યકુમાર મહાસભા પ્રશંસનીય કામ કરી રહી છે. તેને મદદની ખાસ જરૂર છે. હિન્દુઓ અસંખ્ય જ્ઞાતિઓ અને પેટા જ્ઞાતિઓમાં વ્હેંચાઇ

ગયેલા છે. તેથી તેમનું જોર છિન્નભિન્ન થઈ ગયેલું છે. માટે હિન્દુઓમાં સંગઠનની ખાસ જરૂર છે. હિન્દુ સંગઠનના કામને વધારે સારા પાયા ઉપર મુકવાની જરૂર છે. અમદાવાદમાં હિન્દુ મિશન ઘણું ઉમદા કામ બજાવી રહ્યું છે. જો વધુ મદદ મળે તો વધારે સારૂં કામ થઈ શકે એમ છે. અત્યારે હિન્દુ સ્ત્રીઓનાં અપહરણોના વધુ અને વધુ બનાવો સામે પ્રતિકાર કરવા માટે હિન્દુ મિશન જેવી સંસ્થાને વધારે મજબૂત પાયા ઉપર મૂકવાની જરૂર છે. અમદાવાદ જેવા શહેરમાં ઓછામાં ઓછા પાંચ-દશ સ્વયંસેવકો આ કામ પાછળ રોકાવાની જરૂર છે. તેને માટે દ્રવ્યની સહાય મળી શકે અને આખા ગુજરાતમાં હિન્દુ સંગઠનનું કાર્ય વધારે વ્યવસ્થિત પાયા ઉપર મૂકાય એવો પ્રબંધ આપણે આ સમ્મેલનમાં કરી શકીશું તો પ્રમુખશ્રીને આટલો પરિશ્રમ આપી આપણે બોલાવ્યા છે તેનું સાર્થક થશે. ફરીથી હું આપ સહુ ભાઈ-બહેનોને ગુજરાત પ્રાન્તીય હિન્દુ સમ્મેલનમાં હાર્દિક આવકાર આપું છું અને આપના પ્રમુખની ચુંટણી કરી સમ્મેલનનું કાર્ય વ્યવસ્થિત રીતે ચાલુ કરવાની વિનંતી કરૂં છું.

અમદાવાદમાં ખાડીઆ જેઠાભાઈની પોળમાં પ્રજાબંધુ પ્રિન્ટિંગ વર્કસમાં
ઇન્દ્રવદન બ. ઠાકોરે છાપ્યું.